# શ્રીમંત પ્રશંસા.

એટલે

(મહારાજા સયાજીરાવનાં સુકાજનું વર્ણન)

## ભાગ ૨ જો.



રચનાર

કાશીશંકર મૂળશંકર.

શ્રીમંતાશ્રયી.

દોહરો.

નૃપનિ પ્રશંસા પ્રાંતમાં, સજ્જન કરે તમામ;
તેજ પ્રશંસા પદ્યમાં, ઠીક કરૂ આ કામ.

અમદાવાદ.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટીંગ અને
જ૦ એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૪૪ સન ૧૮૮૮

કિમ્મત ૧ આનો.

३४४५

# स्वस्ति भवते

## અગત્યની સૂચના.

વહાલા ગુર્જરો !

આ હું જે **श्रीमंत प्रशंसा** લખુંછું તેથી રખે એમ ધારતા કે હાલના સુધરેલા જમાનાના વખતમાં કોઇની પ્રશંસા કરવી એ હલકુ કામ છે. પોતાના મિત્ર-માબાપ કે અર્ધાંગના આગળ કોઈ મેળાપી માણસનાં સારાં આચરણ જોઈ સારી લાયકી કે વડા વિવેકની પ્રશંસા કોણે નહીં કરી હોય! મેળાપી માણસની પ્રત્યક્ષ તેની પ્રશંસા કરવી એ અયોગ્ય તમે ધારો તો ઠીકછે પણ તેની પ્રશંસા અન્ય સ્થળે પરોક્ષ કરવી એતો સંસારી નીયમ હજારો વર્ષથી ચાલતો આવેલો છે અને યાવત્‌ચંદ્ર દિવાકરૌ ચાલશે. શ્રીમંત મહારાજા સયાજીરાની પ્રશંસા જે સર્વ સ્થળે થાયછે તેજ પ્રશંસા હું પદ્યમાં કહુંછું અને તે વળી પરોક્ષ એટલે અયોગ્ય ધારવું ભૂલ ભરેલું છે. જગાની સંકોચને લીધે વધારે લખાય તેમ નથી.

**श्रीमंत प्रशंसा**નો પહેલો ભાગ કવિ બુલાખીરામે પ્રકટ કર્યો હતો અને તેમના સ્વર્ગે સીધાવવાથી આ બીજો ભાગ હું પ્રકટ કરૂછું તે મારા વહાલા ગુર્જર ભાઇઓ વિવેકથી વાંચો અને આપણા શાણા રાજા શ્રીમંત સયાજીરાવને રાજ્યભક્તિના ભાવથી જયવાણી આપો. તથાસ્તુ

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇને સઘળી કવિતા વાંચી સંભળાવી છે.

અમદાવાદ
અધિક ચૈત્ર શુદિ ૫ } કાશીશંકર મૂળશંકર.

## મનહર.

વીરક્ષેત્ર તણા મહારાજ શ્રી સયાજીરાવ,
શાણા તે શ્રીમંત સરકાર કેહેવાય છે;
તેઓની પ્રશંસા તેજ, શ્રીમંત પ્રશંસા છેજ,
આજે લખવાને એજ, ઉર ઉભરાય છે;
શેઠીઆઓ શ્રીમંતની પ્રશંસાનો ભર્મ ભાઈ,
રખે રાખો હ્રદે એથી ઠીક નહીં થાયછે;
પ્રમદાના શ્રીમંતની પ્રશંસા લખેછે પાપી,
લખ્યાં એવાં મારી લેખણથી ન લખાયછે !

# શ્રીમંત પ્રશંસા.

## ઇશ્વરોપાસના.

### પુષ્પિતાગ્રા છંદ.

જય જય જગનાથ હાથ જોડું,
તવ પદ નેહ ધરી બિજાથિ તોડું;
નથિ અતિ મતિ જ્ઞાન છેક થોડું,
તવ કરૂણાથી હું કાવ્ય પંથ દોડું. ૧
વસુમતિપતિનાં કરૂ વખાણ,
જગત વિષે જન જે કરે પ્રમાણ;
નૃપતિ સુકૃતછે ન છેક છાનાં.
તદપિ ચહું રચવા હું ચાર પાનાં. ૨
કર મુજ મતિ આજ કાવ્યઅંશા,
સરસ લખાય શ્રીમંતની પ્રશંસા;
ધરિ દિલ કરૂણા કૃપાળ ઝાઝી,
નિશ દિન રાજી કરો પ્રભુ સયાજી. ૩

### મંદાક્રાંતા.

શાંતિ શાંતિ દસ દિશ દિસે આજ આ રાજ્ય માંહી,
સંપી ઝંપી સહુ જન વસે. દુઃખ છે દૂર જ્યાંહી;
માનું સાચી અહિં તણિ પ્રજા કોઈ ઐશ્વર્યઅંશા,
ઠામે ઠામે ઠિક ઠરિ રહી, ભૂપશ્રીની પ્રશંસા. ૪

### દોહરો.

નૃપનિ પ્રશંસા પ્રાંતમાં, સજ્જન કરે તમામ;
તેજ પ્રશંસા પદ્યમાં, ઠીકકરૂ આ ઠામ. ૫

**મનહર.**

વાહ ગુજરાત ગુણવંતી આ દિસે રૂપાળી,
જેમ મનહર તે મહેંદ્ર તણી વાડીછે;
શહેર ઘણાં છે તેમાં મહેર મહેશની છે,
લક્ષ્મીની લહેર સદા અધિક અગાડી છે;
નદીઓ નવાણ વિષે જળ ભર્યાં નિરમળ,
જરૂરનાં ઝાડ તણી જ્યહાં ઝાઝી ઝાડીછે;
હોયજ હમેશ એમાં લેશ ન નવાઈ હોય,
ગાય વિપ્ર પાળ રાજ્ય જ્યાં ગાયકવાડી છે. ૬

**છપય છંદ.**

વાહ વાહ ગુજરાત, સ્વર્ગ જેથી રૂપાળી,
યોગ્ય અધિકના અન્ય, ઉપમા એને ભાળી;
કદી વદું વૈકુંઠ કદી અલકાપુરી એછે,
તોપણ સ્વર્ગની સાથ સંબંધી શહેરો તેછે,
તે ગુણવંતી ગુજરાતમાં શ્રીસયાજી મહારાજ છે,
જેને શિર સુરપતિથી સરસ અતિ તેજોમય તાજછે

**મનહર.**

રાજાઓના રાજ્યના મેં સુણ્યા સુખના અવાજ,
તોયપણ તેથી મારૂ હૃદય ન રાજીછે,
મુસલ મુગલ તણું રજ્ય હિંદ પર હતું,
તે જુલમ સુણી મારી મનોવૃત્તિ દાઝીછે;
શાણપણ વિના નરપતિ ન લગાર સોહે,
ભલે ધણીશ્રી ઘણા ગયંદ ઘણા વાજી છે;
પૃથિવી ઉપર મેંતો ભારે ભૂપ ભાળ્યા પણ,
સયાજી સમાન શ્રેષ્ટ એક શ્રી સયાજી છે. ૮
સાગર સમાનછે ગંભીર તે સયાજીરાવ,
શોધી જાણે ગુણતેહ સાગરથી લીધાછે;
મધુર મધુર વાણી વદે મહારાજા મુખે,

પ્યાલો જાણે સુધારસ તણો પ્રીતે પીધોછે;
કામના સ્વરૂપ જેવું રૂપ જેનું રાજે રૂડું,
કામદેવ બાળી અન્ય કામ શું આ કીધોછે;
સારી મિત્રાચારી બાંધવા શું મહારાજ સાથે,
*શાંતતાનો ગુણ સુધાકરે આપી દીધોછે. ૯

હરિગીત છંદ

ગુજરાતપર દિનરાત જેનું ચિત્ત વિત્ત ગણીરહે,
કરવાઅતિ ઉપકારે જેહ વિચાર નિજ ઉરમાં લહે;
વળિ દાદ સુણવા દીનની જેણે દયા દિલમાં ધરી,
તે નૃપ સયાજી રહો સદા સુખિકાજ સૌ સારાં કરી. ૧૦
હુન્નર વધે ગુજરાતનો તે સાધનો લાવ્યા સહી,
જેથી કરીને નામના નૃપરાજની રહેશે અહીં;
અનુભવઅતિ મન મેળવ્યો બહુ દેશપરદેશે ફરી,
તે નૃપસયાજી રહો સદા સુખિ કાજ સૌ સારાં કરી. ૧૧
મન જેમને ગુજરાતી તેમ મરાઠી સૌ સરખાજછે,
જે ન્યાયછે કહેવાય તેજ સયાજી સદને આજછે;
બહુ પ્રેમઅંતરમાં ધર્યો પીડા પ્રજાની પરહરી,
તે નૃપ સયાજી રહો સદા સુખિ કાજ સૌ સારાં કરી.૧૨
નીમ્યા અમલદારો ઘણા લાયક વળી મતિમાનને,
અતિ તેમ આશ્રમ આપીઓ કરિ કદર કવિ વિદ્વાનને;
જેનાંકરેલાં કામથી ગરજો ઘણા જનની સરી,
તે નૃપ સયાજી રહો સદા સુખિકાજ સૌ સારાં કરી. ૧૩
નિતિ નીયમ જાણી એક રાણી પ્રેમ આણીને વર્યા,
અતિઆજ પામીરાજ શ્રીમહારાજ ઉપકારો કર્યા;
ઠિક ઠામ ઠામે પાઠશાળા ઠાઠથી શોભે ઠરી,
તે નૃપ સયાજી રહો સદા સુખિકાજ સૌ સારાં કરી. ૧૪
પુસ્તકતણી શાળા ઘણી નિજ રાજ્યમાં બંધાવિછે,

*ચંદ્રે શાન્તતાનો ગુણ આપીદીધાથી વિરહીજનો જાણે તેનાથી પીડાતાં હોય.

જ્યાં જ્યાં ગયા ત્યાં બાળને બક્ષીસ બહુ વહેંચાવીંછે;
સ્થળ જળ તણાં સમરાવીયાં વિશેષ વસુને વાવરી,
તે નૃપ સયાજી રહો સદા સુખિ કાજ સૌ સારાં કરી.૧૫
સત્કાર જે મહારાજનો શ્રીકાર ઠામે ઠામછે.
દશદીશમાં વ્યાપી રહ્યું તે નામદારનું નામછે;
જેની પ્રજાને જૂલમનું તો દુઃખછે ન જહાં જરી,
તે નૃપ સયાજી રહો સદા સુખિ કાજ સૌ સારાં ક
શુભ રાજ નીતિ જેની આ વસુધા વિષે વખણાયછે,
રૂડિ રાજ નીતિ રામની તેવીજ તેહ જણાયછે;
જેના પ્રતાપે આગગાડી પ્રાંતમાં બહુ પરવરી,
તે નૃપ સયાજી રહો સદા સુખિ કાજ સૌ સારાં કરી.૧૭
ધરિ અંતરે વીર ક્ષેત્રને સુધારવા ઈચ્છા રૂડી,
સંગીત શાળા સ્થાપિ મનહર ગાન જ્યાંહિ રહે ઉડી;
ભાષા ભલી ગિરવાણ તે તો રાજ્યમાં દીધી ભરી,
તે નૃપ સયાજી રહો સદા સુખિ કાજ સૌ સારાં કરી. ૧૮
બહુ બાળકીને કાજ રાજવિષે નિશાળો સ્થાપિછે,
જેને ઘટે જેવીજ કેળવણીજ તેવી આપિછે;
કયમ કાજતે નૃપનાં ઘણાં શકુ એક જીભથી ઉચ્ચરી,
તે નૃપ સયાજી રહો સદા સુખિ કાજ સૌ સારાં કરી. ૧૯
ટ્રેનીંગશાળા સ્થાપિ જેમાં શિક્ષકો સારા બને,
તેમાં અપાવ્યું જ્ઞાન ઉત્તમ જ્ઞાનવાન જનો કને;
ખુશિ આજછે નૃપરાજનાં નિરખી સુ કાજ ખરેખરી,
તે નૃપ સયાજી રહો સદા સુખિ કાજ સૌ સારાં કરી. ૨૦

**ઘનાક્ષરી છંદ.**

આજ મહારાજના સુરાજમાં શ્રીમંત લોક.
નીરભય બની નાણાનીકરેછે છોડ છોડ.
ઉદ્યમનાં ફળ ચાખવાની ઉરે આશા ધરી,
કરેછે ઉદ્યમી લોક ઉલટથી દોડા દોડ.
ફંદીને ફિતુરીને તો ફાળને ફિકરે ફાવ્યાં,
ફંદને ફિતુર નીછે ફરી ફરી ફોડા ફોડ;

જુલમને જુગાર તો જડથકી જતાં રહ્યાં,
તોફાનીના તાન તણી ચાલી આજ તોડા તોડ. ૨૧

**નારાચ છંદ.**

ઉદાર જે હમેશ લેશ ગર્વ ઉર ના ધરે,
પરોપકાર જે કરી પ્રજાતણી પિડા હરે;
ભુલે ન જે પ્રજાતણી સુભક્તિ તેમ ભાવને,
હું વંદુ વાર વાર તે શુરા સયાજીરાવને ૨૨
નીતિ વિષે નિપૂણ જે વિશેષ વિશ્વમાં વસે,
જરૂર તેહ મંડળે સયાજી શ્રેષ્ટ દીસશે;
ધરેછે વિશેષ રાજ્યમાંહિ જંપના જમાવને,
હું વંદુ વાર વાર તે શુરા સયાજીરાવને. ૨૩
સ્વભાવછે સુશીલ ઢીલ ધર્મમાં ન છે ધરી,
ઉદારતા જણાવીછે વસુ વિશેષ વાવરી,
કર્યા ઉપાય ટાળવા છટેલના ટકાવને,
હું વંદુ વાર વાર તે શુરા સયાજીરાવને, ૨૪
પ્રવાસ દેશમાં વિદેશ માં વળી કર્યો ઘણો,
લખાય ઇતિહાસ થાય શ્રેષ્ટ ભૂપશ્રી તણો;
વહાલછે વિશેષ વસ્તિનું મહાલ ભાવને,
હું વંદુ વાર વાર તે શુરા સયાજીરાવને,
વિચારથી વિચારિને કરે દરેક કામને,
વળી સુધારવાનુ ધાર્યું વીરક્ષેત્ર ધામને;
નિહાળિ જોયુ રાજ્યનીતિના નવીન નાવને,
હું વંદુ વાર વાર તે શુરા સયાજીરાવને. ૨૫

**મનહર.**

રૂડો કરાવ્યો છે વીરક્ષેત્રમાં રાજમેહેલ,
કામ ન સહેલ એવા મહેલ કરાવવા;
ઉત્સાહ શું ઉરનો દેખાડવા તે આદર્યો કે
*દિવિપતિને શું એતો કર્યો છે ડરાવવા;

* ઇંદ્ર.

પ્રતિદિન દીન ને અધિક દાન દેછે તેના,
પુણ્યના ભંડાર કે શું ભાવથી ભરાવવા;
વિસ્મય થઇને હું હજાર કરૂછું વિચાર,
સંદેહ ઘણા તે કોની પાસે સુધરાવવા. ૨૭

રાગ ૫૬.

(જન સહુ વિનતિ ધરજો ધ્યાન) એ રાગ.

સયાજી શાણાનો સરદાર,
શાણાનો સરદાર; સયાજી શાણાનો૦ ટેક.
નિરખે જેને નેહ ધરી સૌ,
નગરનાં નરનાર. સયાજી શાણાનો૦ ૨૮
જેને જોઈ જન સર્વ કહેછે,
જીભથી જય જયકાર. સયાજી શાણાનો૦ ૨૯
સજ્જન જેની સાથ રહ્યા છે,
પામી પૂર્ણ પગાર. સયાજી શાણાનો૦ ૩૦
આજ ઘણા વખણાય છે જેના,
લોક હિતાર્થ વિચાર. સયાજી શાણાનો૦ ૩૧
જેના અમલમાં નથી જણાતો,
પીડાનો પોકાર. સયાજી શાણાનો૦ ૩૨
વસ્તુ અનેકનો વાજબી જાણે,
અંતર સાર અસાર. સયાજી શાણાનો૦ ૩૩
દીઠો મેં કોઈ આ દુનિઆમાં,
દેવાંશી અવતાર. સયાજી શાણાનો૦ ૩૪
અંતર જેને અતિ ગમ્યા છે,
આદમિ આબરૂદાર. સયાજી શાણાનો૦ ૩૫
તે મહિપતિને પ્રેમ ધરીને,
વંદુ હું વારંવાર. સયાજી શાણાનો૦ ૩૬
કોટિ ભુવનના ભૂપતિ ભરજો,
આ ભૂપનો ભંડાર. સયાજી શાણાનો૦ ૩૭
શાણાનો સરદાર, સયાજી શાણાનો સરદાર.

## એકોનેકોત્તર મિશ્ર અંતર્લાપિકા.

### મનહર છંદ.

સાચા સંબંધી તે કોણ, ન્યાયથી તજો નકાર,
ધોતીયું પછાડે ધોતાં, તેનું કયું નામ છે;
રાવ તણું નામ નારીજાતિમાં કયું છે કહો,
વૃક્ષ ઘણું ફાલે તેનું નામ કયું કામ છે;
પાંચે જવાબોને તમે એક નીચે બીજો મૂકો,
એવી રીતે ગોઠવતાં એનું ભારે દામ છે;
પ્રાંત ગુજરાતના પતિનું એમાં આવે નામ,
એમ કહેવાને મારા અંતર હામ છે. ૩૮

| | | |
|---|---|---|
| સાચા સંબંધી તે— | સ | ગા |
| ન્યાયથી નકાર તજતાં— | યા | ય |
| ધોતાં ધોતીયાનું પછડાવું તે— | જી | ક |
| રાવ તણું નારીજાતિ રૂપ— | રા | વા |
| સૌથી વધારે ફાલતું વૃક્ષ— | વ | ડ |

### સમશ્યા પૂર્તિ.

ત્રેત્રીસ કોટિ સુરવૃક્ષ વડોદરામાં.

### વસંતતિલકા.

સંખ્યા મળી સરવ કેટલી દેવતાની,
વિખ્યાતિ કોની ચિતવ્યું ફળ આપવાની;
છે ક્યાં સયાજી ધરિ ખ્યાતિ અહી ધરામાં,
તેત્રીસ કોટિ સુરવૃક્ષ વડોદરામાં. ૩૯
દે છે સયાજી દીનને પ્રતિદિન દાન,
તેથી સુખી સરવ છે સુરના સમાન;
માટે હું ધારૂ દૃઢ થૈ મન માહરામાં,
રાજા સયાજી સુરવૃક્ષ વડોદરામાં. ૪૦

## સવૈયા એકત્રીશા.

આજ દિઠો વીરક્ષેત્ર વિષે કુળદીપક જેહ, મહા મતિમાન,
શાણપણાથિ કરે સજ્જનનું તેહ સયાજી નૃપ સનમાન;
રાજ્ય કાજ વિચાર વિષેછે ચિત્ત જેમનું આઠે જામ,
ધન્ય ધન્ય શુરવીર સયાજી રાજી કર્યું આ રાજ્ય તમામ. ૪૧
રાજ મળે સુખ સાજ મળે પણ કઠિણ થવુંછે થવું ઉદાર,
પુણ્ય હોય જો પૂર્વ જન્મનું તોજ સુઝે કરવા ઉપકાર;
ઉદારતા નિજ ઉરમાં લઇને કિધાં જેમણે ઉત્તમ કામ,
ધન્ય ધન્ય શુરવીર સયાજી રાજી કર્યું આ રાજ્ય તમામ. ૪૨
વાહ વાહ સૌ વસ્તિ વદેછે, વસુમતિપતિનાં કરી વખાણ,
જેની સખાવત આ દુનિઆમાં જન અંતરથી છે ન અજાણ,
શાણપણું શણગારે ગુણનો હાર ધર્યોછે હૈયે હામ,
ધન્ય ધન્ય શુરવીર સયાજી રાજી કર્યું આ રાજ્ય તમામ. ૪૩
સર્વ પ્રસંગ પ્રકાશીત કીધા અંગ ધરીને અતી ઉમંગ,
લાયક થૈને લાયકિ લીધી રાખ્યો રાજ્ય તણો સૌ રંગ;
યાવત્ચંદ્ર દિવાકર રેહેશે એહ ભૂપનું નિર્મળ નામ,
ધન્ય ધન્ય શુરવીર સયાજી રાજી કર્યું આ રાજ્ય તમામ. ૪૪
ગુજરાતી કવિતાનો જેણે જરૂર કર્યો સારો સત્કાર,
જેથિ કરી નિજ હૃદય રાજી છે રસિક રાગનાં નરને નાર;
જેના રાજ્ય વિષે બંધાયાં ધર્મતણાં ઉપયોગી ધામ,
ધન્ય ધન્ય શુરવીર સયાજી રાજી કર્યું આ રાજ્ય તમામ. ૪૫

## રાગ ગરબી.

ગુણવંતી આ ગુજરાત છે, નેહથિ સર્વ નિહાળોરે,
જ્યાં સજ્જનને સુખ શાત છે, નેહથિ સર્વ નિહાળોરે. ૪૬
તે ભરતખંડનો ભાગછે, નેહથિ સર્વ નિહાળોરે;
બહુ ઐશ બનાવ્યા બાગછે, નેહથિ સર્વ નિહાળોરે. ૪૭
જ્યાં રસકસ વાળિ જમીન છે, નેહથિ સર્વ નિહાળોરે;
નીરખતાં રોજ નવીન છે, નેહથિ સર્વ નિહાળોરે. ૪૮
જ્યાં લાંબા પટનાં પૂર છે, નેહથિ સર્વ નિહાળોરે;

ભંડાર વસુ ભરપૂર છે, નેહથિ સર્વ નિહાળોરે ૪૯
નિર્મલ નદિઓનાં નીરછે, નેહથિ સર્વ નિહાળોરે;
વિરલા એવા જ્યાં વીરછે, નેહથિ સર્વ નિહાળોરે ૫૦
મનહર જ્યાં માનવિ વેશછે, નેહથિ સર્વ નિહાળોરે;
બહુ દેશોમાં એ બેશછે, નેહથિ સર્વ નિહાળોરે ૫૧
નૌતમ નર નારી નૂરછે. નેહથિ સર્વ નિહાળોરે;
દુખ જ્યાંથી ઝાઝાં દૂરછે, નેહથિ સર્વ નિહાળોરે.૫૨
પંડિતપર સૌના પ્રેમછે, નેહથિ સર્વ નિહાળોરે;
આવાતતણો ન વહેમછે, નેહથિ સર્વ નિહાળોરે ૫૩
વીર ક્ષેત્ર વિશાળ વિશેષ છે, નેહથિ સર્વ નિહાળોરે;
તે દિપાવતું આ દેશ છે, નેહથિ સર્વ નિહાળોરે; ૫૪
સદ્ગુણી સયાજી રાજ છે, નેહથિ સર્વ નિહાળોરે;
જેનાં અતિ ઉત્તમ કાજછે, નેહથિ સર્વ નિહાળોરે. ૫૫
શુભ દિવાન લક્ષ્મણરાવછે, નેહથિ સર્વનિહાળોરે;
ઉત્તમ કુળના ઉમરાવ છે, નેહથિ સર્વ નિહાળોરે. ૫૬
મણિભાઈ મંત્રિ મતિમાનછે, નેહથિ સર્વ નિહાળોરે;
કરતા સજ્જન સનમાન છે, નેહથિ સર્વ નિહાળોરે. ૫૭
નાગરને નાગર ગુણ છે, નેહથિ સર્વ નિહાળોરે;
તે પિતા માતનાં પુણ્ય છે, નેહથિ સર્વ નિહાળોરે. ૫૮
વળિ ફતેસિંહ યુવરાજછે, નેહથિ સર્વ નિહાળોરે.
જેના સયાજી શિરતાજછે નેહથિ સર્વ નિહાળોરે. ૬
જ્યાં સુલક્ષણા સરદારછે, નેહથિ સર્વ નિહાળોરે;
ધન ગટા લગી ઘરબારછે, નેહથિ સર્વ નિહાળોરે. ૬૦
જ્યાં મોટાની મરજાદછે, નેહથિ સર્વ નિહાળોરે;
આશીશ રહેવા આબાદ છે, નેહથિ સર્વ નિહાળોરે. ૬૧

સવૈયો.

શ્રી વીરક્ષેત્ર તણો જશ ભાણુ સહુથિ સુજાણ શૂરા શ્રી સયાજી,
છે સમશેર બાહાદુર ધીર ભલા નૃપવીર રહો નિતરાજી;
ધંન વધો બહુ ધીર વધો સુગચંદ વધો વધજો વળિ વાજી;
આપ પ્રતાપ અમાપ ધર્યો નૃપ તેથિ રહ્યો ગુણ ગાનહું ગાજી.૬૨

### ઝુલણા છંદ.

જગતના ઈશ કહું શીશ નામી તને,
નૃપતિની કીર્તિ દશ દીશ આપે;
આજ ગુજરાતનો ભુપતિ સુખશાત લે,
એવી શાંતિ તું દિન રાત આપે;
અધિક આયુષિ અવનિ પતિને કરો,
વળિ હરો સર્વ સંતાપ તેના,
જગત કરતાર દાતાર ઉપકાર કરિ,
ભવ્ય ભંડાર ભરજે તું એના. ૬૩
આજ યુવરાજને કામ પણ પ્રેમથી,
સુખનિ સામગ્રિ તું સર્વ દેજે;
સર્વદા પ્રીતની રીત હૃદયે ધરી,
સૃષ્ટિ રચનાર તું સહાય રેહેજે;
શાણિ મહારાણિને હેત ઉર આણિને,
ગુણવતી જનણિ સુખ સર્વ આપો,
આજ મહારાજના રાજ કુટુમ્બને,
થીર કરિ પ્રીય પોતાનું થાપો. ૬૪

### મનહર.

શંકરનો કિંકરછું કિંકર દિનંકરનો,
નામ કાશીશંકર સુકાવ્યનો વિલાસીછું;
વાશી પટલાદનો આજ અમદાવાદમાં,
દલપતરામ કવિ પાસ જે અભ્યાસીછું;
મળયા ખુદાવંદ મહારાજ શ્રીસયાજીરાવ,
અન્ય રોજગારે હવે હમેશનો રાશીછું;
ભણાવ્યો ગણાવ્યો તેની પાસે રેહેવાનું મૂકી,
અન્ય સ્થળે જવા હુંતો અંતરે ઉદાશીછું. ૬૫

સંપૂર્ણ.

# KAVI DALPATRAM DAHYABHAI C.I.E.

---

## A Sonnet.

Thou honoured bard of Gurjar's garen land,
Whose simple verse my waking thought has fed
With pure delights emotional, and led
My growing mind to where the sacred band
Of more poetic climes, with magic wand,
Create a beauteous world, and on us shed
The light which in them shines, our heart and head
Illumining with visions they have scann'd.
Immortal Soul ! the twilight of whose day
With lustre of thy words and deeds is bright;
And in whose sightless orbs still gleams the ray
Which in the darkness of the closing night
Will keep thee shining still, alive the fire
Which dies not with the embers of the bier.

ATHENS.